# પૈસા કમાવાનાં સાધન

( લોક હિતાર્થે—અર્થશાસ્ત્રના આધારે )

રચનાર,
વિશ્વનાથ વિ. ગોવિંદજી દ્વિવેદી જામનગર.

પ્રસિદ્ધ કરનાર.
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર
ત્રણ દરવાજા—અમદાવાદ.

પૈસો પરમેશ્વર સત્તા, બળ બચાવન હાર;
રાત દિવસના રળતરે, નભે સકળ સંસાર.
રળવાથી મુડી વધે, બેઠાં ખાતાં જાય;
પોષાતો ધંધો કર્યે, પૈસા કાંઇ કમાય.

શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮. આવૃત્તી ૨ જી. પ્રત ૧૦૦૦.

કિં. ૦-૨-૦.

# પૈસા કમાવાનાં સાધન.

### દોહરો.

વિદ્યા ને હુન્નર કળા, શોધ વિવિધ વેપાર;
સારી ખેતી નોકરી, ધન મળવાનાં દ્વાર. ૨

### પૈસાનું મળ સ્વરૂપ.

પૈસાનું મુળ સ્વરૂપ બે પ્રકારનું હોય છે, એક પદાર્થરૂપે અને એક ધનરૂપે ધાતુ પણ જો કે પદાર્થજ છે; પણ તે મધ્યેનું સોનું, રૂપું અને ત્રાંબું એ પૈસા ( રળતર વટાવ ) રૂપે જગતપર ઓળખાય છે. તે થોડામાં સચવાય છે, બગડતી નથી, તેમ તેની ઝાઝી જાત નથી. તેથી સર્વ મનુષ્યો તેને ચાહે છે અને પોતાની લેવડદેવડમાં પસંદ કરે છે તે સિવાય પૈસાના બે પ્રકાર છે. જેમકે સ્થાવર મિલ્કત અને જંગમ મિલ્કત ઘર, બાર, વાડી, વગેરે સ્થાવર છે અને હેરવી ફેરવી શકાય તેવી સર્વ જંગમ છે. જેને વેચવાથી પૈસા ઉપજે તે સર્વ મુડીજ* કહેવાય છે. પછી જેને જેમ અનુકૂળ પડે તથા જેવું ધંધાનું સ્વરૂપ, તે પ્રમાણે સૌ પોતપોતાના પૈસાને કોઇ પણ પ્રકારે સાચવી, સંગ્રહ કરી, વેપારમાં કે વ્યાજમાં કે ધંધામાં રોકી વર્ધીત કરે છે. મુડીનું સર્વ સ્વરૂપ જાણવાને દરેકે અર્થશાસ્ત્ર વાંચવાની જરૂર છે.

---

* પદાર્થના અને તે સંબંધી યત્નના પૈસા આવે છે, અને પૈસાથી યત્ન અને પદાર્થ મેળવાય છે.

## પૈસા પેદા કરવાના મુખ્ય રસ્તા.

વિદ્યાથી ધન મળે છે, હુન્નરથી ધન મળે છે, નવીન શોધથી ધન મળે છે, વેપારથી ધન મળે છે, ખેતીથી ધન મળે છે, અને દુનીઆદારીના ખપના અગણીત ધંધાઓમાંના કોઇ પણ ધંધાથી પણ ધન હાંસીલ થાય છે. પણ તે ઉપર બતાવેલો કોઇ પણ રસ્તામાં સારી કેળવણી લઈ સારા વાકેફગાર થવાની પુરેપુરી જરૂર છે કેમકે કોઈ પણ ધંધામાં જેટલા અણવાકેફગાર હોઇએ તેટલા તેના વાકેફગારોથી માત થવાય છે, અને તેથી તેના પાસે ફાવી શકાતું નથી માટે કોઈ પણ ધંધો કરવા પહેલાં તે સંબંધી સર્વ વાકેફગારી પ્રથમ મેળવવી જરૂરની છે. દુનીઆ ઉપર અને સ્વદેશ ઉપર એક બાજુ મનુષ્ય ઉપયોગી ઉત્પન્ન કરનારા અગણીત ધંધાધારી છે; અને એક બાજુ અગણીત, તેની દેશ વિદેશમાં ખપતી કરનારા વેપારીઓ છે તેથી દુનીઆના જનસમુદાયમાંના એ ભાગ ઉત્પન્ન કરવામાં, એક ભાગ તેનો વેપાર કરવામાં અને એક ભાગ તેનું રક્ષણ કરવામાં રોકાયેલ છે. તે સર્વનું પૈસા માટે યત્ન ચાલે છે.

### ધંધામાં નફો મળવાનાં મુળ નિયમ.

પહેલા એ કે, મજુરીથી વધારે પેદા થવા લાગે; અથવા કોઇ રીતથી ઉત્પન્ન વધારે થાય કે સસ્તુ થાય; અથવા તેના ભાવ વધે; અથવા મજુરની છતથી કે બીજા કારણથી મજુરની મજુરીનો દર વધે; અથવા મજુરની મજુરી એની એ દેવી પડે અને કોઇ પાલવે એવી કળા, યુક્તિ કે યંત્ર અથવા સગવડ જડે ને તેથી મજુરને વધારે દર ન આપવો પડતાં ખપતીવડે સાર્થક વધારે હોય તો; અથવા ખર્ચ ઘટી જાય એવું કાંઇ બને તો, નફાનો વધારો થાય છે. મજુરી ને મુડી પરસ્પર વિરૂદ્ધ છે, તેમજ ખરચ ને હાંસીલ પણ

પરસ્પર વિરૂદ્ધ છે. તેથી દરેક ધંધાધારીએ યાદ રાખવાનું છે કે, મજુરી ને ખર્ચથી ઉત્પન્ન વધવું જોઇએ તોજ હાંસીલ રહે છે; નહિ તો ખોટ જવાનો પુરો ભય છે, માટે સર્વ ખર્ચને ગણવું. દરેક ધંધાના સંબંધમાં દરેક વર્ષનો અનુભવ, વખત, પીડ, વર્તમાન સરખાવવાં જોઇએ તથા છત અછત, ને સોંઘપમોંઘપ જાણતા રહેવું જોઇએ. ધંધામાં નામું, હિસાબ અને સાવધગિરિ એ પૈસાનો નફો મેળવવામાં આરસીરૂપ છે.

## નવી બનાવટથી ધનવાન થવું.

જેને ઘણા મનુષ્યો ચાહે ને ખરીદે; અથવા જે મનુષ્યને જરૂરની વસ્તુ થઈ પડતી હોય, થઈ પડેલી હોય કે થઇ પડે એવી હોય તેની વસ્તુ કે બનાવટ હાથ લાગે તેમજ હથીઆર, ઓજાર કે યંત્રમાં નવો સુધારો વધારો કરી તેને સુગમ પડતા દરમાં કે કામમાં યોજાય અથવા કોઇ બનાવટ કે યુક્તિ નવીજ ખોળી કાઢવી. અથયા જુની ક્રિયામાં નવા ગુણ જડી આવે, અને તેને ગુપ્ત રાખી તથા તેનું પેટંટ નોંધાવી તેનો એક હાથો મુંઘો કરાય તો મન માન્યા પૈસા પ્રાપ્ત થાય છે. પરંતુ આવી શોધખોળને કરતાં જેટલાને ખરચ ખમવું પડે છે તેટલા તેમાં ફતેહ પામતા નથી; અને વખતે તેવું કોઇ તિવ્રબુદ્ધિનાને થોડી મહેનતે જડે છે. આથી ઘણા મનુષ્ય તે રસ્તે ન ચડતાં ચાલતા ધંધાના માર્ગેજ ચાલીને પોતાના ગજા પ્રમાણે રળે છે. પણ શોધક બુદ્ધિના મનુષ્યોમાંના ઘણા યુરોપીઅનો તો નવું નવું ખોળીને પુરણ પૈસાદાર થયા છે. આ વિશાળ હિંદમાં નવું જડે એવું ઘણું છે; પણ હજુ દેશી શોધક ઘણા નથી.

## ધંધામાં કમાવા જાહેર ખબરની ને આડતની જરૂર છે.

એવા તો ધંધા થોડાજ હશે કે જેને જાહેર ખબર દેવાનો કે

આડતીયાનો ખપ ન પડતો હોય; પરંતુ ઘણા ખરા ધંધાને તો એની પૂરેપૂરી જરૂર છે. ધંધાની કે માલની જાહેર ખબર દેવાથી તે સંબંધી સર્વ સગવડ મનુષ્યોના જાણવામાં આવે છે, અને તેથી તેનો જેને ખપ હોય અને તેને તે બરાબર ને પાલવતું લાગે તો, તેવા આવી આવીને લે છે, કે કરવાનું કહે છે. જાહેર ખબર કેવી રીતે અને કયાં દેવી તે એના માટે તેના ધંધાવાળાના જેવું બીજા જાણેજ નહીં. પણ પાટીયું ચોડીને, હેંડબીલ ફેરવીને કે વર્તમાનમાં કે પુસ્તકોમાં દાખલ કરીને, જેને માટે જેમ ઘટે તેમ કરવું. દલાલો અને આડતીયા અદલ ગોઠવ્યા હોય તો તેથી દેનાર લેનારને ફાયદો છે. દલાલ ને આડતીયાએ પોતાના કમીશનથી વધારે લાલચમાં લોભાવું નહીં; તેમજ પોતાને ભળાવેલા માલ માટે કે કામ માટે ગરબડીઆ થવુંજ નહીં. વિલાયત તેથીજ ઘણી ખપતી કરે છે ને કમાય છે. આપણા દેશમાં હમણાં લબાડી વધી છે, તેથી નિદાન કોઇને ફાયદો થતો નથી. આપણા દેશના ધંધાવાળાને વેપારી માલની ઉપર નંબર, નિશાન, શીલ ને છાપ વગેરે કરતા નથી તે ઘણુંજ કમાવામાં અંધાર પડદો નડવા જેવું છે.

## અચાનક થતા નિર્ધન કે ધનવાન.

વારસો મળવાથી, શોધખોળથી, ઇનામ બક્ષિસથી, કે ફરીચાવરથી અગર ધારી અણધારી ફતેહથી, કે બહોળો નફો મળવાથી એકદમ પૈસાદાર થવાના દાખલા, કોઈ કોઈવાર કેટલાને માટે જોઇએ છીએ. પરંતુ એવીજ રીતે, એથી ઉલટું પણ બને છે. જેમકે કોઇ અણધાર્યું નુકસાન લાગવાથી હદબારો વેપાર કરવાથી, સાંટાં સોદા કરવાથી કે સાહસીક ધંધો ઉઠાવવાથી તે અવળો ઉતરતાં ખોટ આવતાં કોઇ કોઇ નિર્ધન પણ થઇ જાય છે. પણ જે ખબરદાર છે તેને

ક્વચિતજ તેવું બને છે. પરંતુ જે અચાનક કે એકદમ, ધનવાન કે નિર્ધન થવાયછે તે રાજ જુગારથી થવાય છે. રાજ જુગાર એ શું? તો તે સટો, પછી ગમે તેવો હોય, ગાદી તકીઓ અને કાં દોરીલોટો મળે છે. ઘણું કરી આ રમત રમખાણુથી નાણાં ગુમાવનાર અને કાં મેળવનાર, ઘણાખરા માથાકદ્ધા બેફિકરા ચંચળ વેચારીઓ હોયછે તેમાંના જે સમય સ્વરૂપ, દેશ પરદેશના પાક વર્તમાન, દુકાળ, લડાઇ, દેશસ્થિતિ અને છત અછત ઉપર ધ્યાન રાખીને કોઇ પણ ફાવતે સટો કરે છે, તેઓ ઘણા ભાગે ફતેહ મેળવે છે.

**જુદા જુદા ટકા પ્રમાણે વ્યાજના દરથી નાણાંનું બમણું થવું.**

સેંકડે દસ ટકાને હિસાબે મેલેલું નાણું સાત વર્ષમાં, બેવડું થાય છે. નવ ટકાથી આઠ વર્ષમાં; આઠ ટકાથી નવ વર્ષમાં; સાત ટકાથી સાડા દશ વર્ષમાં; છ ટકાથી બાર વર્ષે, પાંચ ટકાથી ચઉદ વર્ષે; સાડાચાર ટકાથી સોળ વર્ષે; અને ચાર ટકા પ્રમાણે લેતાં કે દેતાં અઢાર વર્ષો બમણું નાણું માય છે. પોસ્ટ સેવિંગબેંકમાં જ્યારે જોઇએ ત્યારે નાણાં મળે છે તેમાં દેશના ગરીબ જો ૧૦૦૦ રૂપિયા મુકે તો તેના પચીશ વર્ષમાં ૩૦૦૦ થી પણ વધારે રકમ થાય છે. કોઇ શાહુકાર કોઇ કંપનીને આટલા થોડા વ્યાજના દરથી ૨૦૦૦૦ રૂપિઆ ધીરે તો પચીશ વર્ષમાં ૬૭૦૦૦ રૂપિઆની રકમ થવા જાય છે. ત્યારે દેશમાંના શહેર ને ગામડાના વાણીયા ઓછા વ્યાજુ રૂપિઆ લઇને શહેર ને ગામડાના ગરીબ ધંધાદારીઓને પોણાથી દોઢ ટકા સુધી ધીરે છે ને વર્ષો વર્ષ ચક્રવર્ધી વ્યાજ લેતા રહે છે તેઓ તથા વેપાર સંગ્રહમાં નાણાં રોકે તેમ ઉત્પન્ન કરનારા પૈસાથી પૈસો વધારે છે એ આપણે નજરો નજર જોઇએ છીએ. થાલે કે વગર થાલે ધીરવું તે માણસના વ્યવહાર તથા ધંધા માલ ઊપર આધાર રાખે છે. નાણું ધીરવા-

માં દસ્તાવેજને બંદોબસ્ત કે વિમાની અથવા ધનવાન જામીનની જરૂર છે.

## કરકસર અને ઉગારો.

આપણે જે માથાકુટ કરીને રાત દિવસ રળીએ છીએ તેને જો બચાવતાં ન આવડે તો અંત્યે "માળાના મૂળગા" તો એક બાજુ રહ્યા; પણ આ તો "ધોબી નકરો ને નકરો" એમ થઇ જતું જોઇએ છીએ. કમાણી જેટલું કે તેથી વધુ ખર્ચ રાખનાર વધારે કમાઉ પણ અંતે નિર્ધન હાલતમાં જોઇએ છીએ. ઘણું કરી અજ્ઞાની (મુર્ખ), વહેમી, ઉડાઉ, વ્યસની, વ્યભિચારી, જુગારી, મિથ્યામાની, ફુલણજી, અનિયમિત. સદા સ્વાદી, સદા રોગી, દુર્ગુણી, આળસુ અને મિજાજી ઇત્યાદિ એવા કોઈ પણ અવગુણવાળા ધનવાન, નિર્ધન થઇ જતા અને કમાઉ નિરધન રહેતા જોવામાં આવ્યા છે. ઘણા ઘર ખરચથી નિર્ધન રહેલા કે થએલા તો, તેવા નિર્ધનમાંના સેંકડે ૧૦ જ જણાશે, દશની ઉપજ અને બારનો વરો કરનારા, કોઇ કાળ દુકાળ કે કવરા ને મંદવાડ માટે કામ લાગે તેટલો પૈસો સંગ્રહ કરેજ શાના ! તથા ઘર, પરિવારને મેળવવાના ઉમદા વિચાર પણ ન હોય એ દેખીતું છે. મખીચૂસ થઇ પેટ બાળવું, એમજ વખતની, ધંધાની અને માલની હાની કરનાર રોગ માટે પાંચ પઇસા ખર્ચી ઉપાય ન કરે એ પણ કરકસર ન કહેવાય પણ કંજુસાઈ કહેવાય. માટે "કરકસરથી બમણું થાય અને કંજૂસાઇથી ચોગણું જાય" એ યાદ રાખવુ.

## ઉગારો કરીને રળેલું બચાવવું.

આજની મનુષ્યની ભરાતી જતી પૃથ્વીમાં, રળેલાનો ઉગારો કરી બચાવનું એ જરૂરનું છે. આ ભેટતા જવા સંકોચમય અર્થી સમયમાં નાત જાતમાંના ચાલતા ખોટા ખર્ચો ત્રોડીને તથા તેને બદલે ઉગારાના નિયમ જોઇને દરેકે નાણાનાં બચાવની સગવડ કરવાની જરૂર છે.

હવેના દેશકાળમાં દેશમાં કે વિદેશમાં માતંબર ધંધો કર્યા વિના પૈસો પેદા કરી શકતા નથી, અને પૈસાના સંગ્રહ વિના, એકએકથી કે જોડાણથી માતબર ધંધા કરી શકાતા નથી, માટે પૈસા સંગ્રહની જરૂર છે. એકની એક અને એકજ જાતની જણસ ઘણે ઠેકાણે વેચાતી હોય પણ તે મધ્યેના જે સસતી દેતા હોય તે ઠેકાણેથી લેવી, તેથી જે પૈસા બચ્યા તે ઉગારો કહેવાય. સરખું કામ કરનાર મજુર હોય, તેમાંથી સસ્તા દરવાળાથી કામ લેવું તેમજ સરખા ગુણની બે વસ્તુ હોય તેમાં એક મોંઘી ને એક સોંઘી હોય તો થોડું ખર્ચ પડે તેથી કામ લેવું એ ઉગારો કહેવાય; પણ ફાયદો સરખો હોય તો થોડો થોડો ઉગારો અંતે તાલેવર બનાવે છે. યુરોપમાં વ્યવહારનાં આંધળાં ખર્ચો ન હોવાથી ત્યાંના રળનારા ઉગારનારા, થોડાંજ વર્ષોમાં મોટા તાલેવર થઇ પડે છે. પરંતુ આ અભાગ્યા હિંદને માથેથી ઉગારાના હડહડતા રીપુ, વરા—કવરા નહિ ટળશે, ત્યાં સુધી તે દંડથી કોઇને પણ પૈસાનો બચાવ થાય એ તો એક બાજુ રહ્યું પણ કોઇ પાસે કદીને પાંચ પૈસા થયા હશે તે પણ અંત્યે પેઢી દર પેઢી વધે ને રહે એવો સંભવ નથી.

## પૈસા બચાવ કરવાની મૂળ કહેવતો.

ઉપર મુજબ ઉગારા માટે કહેલું શું સમજ્યા ? " કાંકરે કાંકરે પાળ બંધાય," " ટીપે ટીપે સરોવર ભરાય " અને " પૈસે પૈસે પૈસાદાર થવાય " એ સમજ્યા. " કમાણીની બેન કરકસર," " પૈસા પેદા કરવાથી જ પૈસાદાર થવાતું નથી પણ સાચવી સંભાળી બચાવ્યાથી થવાય છે," પૈસો બચાવાય તે કમાવી લાવ્યાની બરાબર છે," "કમાવું, બચાવવું ને સાચવવું એ ત્રણેયમાં સાવધાની સરખી જોઇએ છીએ." " જ્યારે નામું થાય નકી ત્યારે બાકી નીકળે પકી," જોઇએ કુંચી

ને કળ, સાથે સાચવણીનું બળ," "રેઢાં તો રાજ પણ લુંટાય," "ખોટા કરે કરાર તેનાં જાય ઘરબાર," "ખોટી ઘોળે સક્કર તેનો જાય વક્કર," "અનીતિનું પેલું બહુ દેખાય અને પાછળથી સઘળું જાય," "દુધના દુધમાં ને પાણીના પાણીમાં," "જેવી દાનત તેવી ફળપત," "જે કરે દગો તેનો નહિ કોઇ સગો," "જો હોય હામ, દામ ને ઠામ તો થાય ધંધાનાં કામ," "વગર વીચાર્યા ખર્ચથી તો રાજાનાનાં ભંડાર પણ ખુટી જાય," "જરૂર જોઇતું લેવું અને જરૂર જોઇતું દેવું," "લબાડ પાસે કાકા ટળી ભત્રીજા ન થવું," "જે સાચવે વ્યવહાર તેની આબાદ થાય ધીરધાર," "જે ખુવે લાજ તેનાં અટકે કાજ."

## ઘરનાં સર્વેએ રળવું જોઇએ.

જો એક રળે ને ઝાઝાં ખાય તો તે ઘર દરીદ્રી સમજવું. થોડી કમાઇ હોય તો તેનું ઘર દુખી થાય અથવા નમુડીયું રહે એ દેખીતું છે. આપણાં બૈરાં રેંટીઆ પુણીનાં, શીવવા સાંધવાનાં, ભરત ચિત્રનાં, ખાંડણાં દળણાંનાં કે દહાડી દપાડીનાં કામ ઘણાં કરે છે; પણ તે કરતાં આજ વધારે રળતર આપે ને ઘેર બેઠાં કરી શકાય એવાં હુન્નર કળાનાં કામ ઘણાં છે. તેમાંના જે જેને અનુકુળ પડે તે તેણે કરવાં જોઇએ. બીજા પણ ઘણાં કામ, નાજુક બૈરાંઓથી કે નબળા માણસોથી થાય એવાં હોય છે કે જોતાં જડી આવે છે, અને તે શિખે હાથ બેસી જાય છે. એથી જો ઘરનું કોઈ માણસ નીત્ય બે આના રળે ને બચાવે એવો જોગ હોય તો મહીને ૩॥। રૂપિઆ અને ૩૦ વર્ષે ૧૫૦૦ થઇ જાય છે. અને તેનું વ્યાજ લેવા અગર ફાવતે ધંધે ધીરી વધારો કરવા બેશીએ તો તે રકમ ૩૦૦૦ ને આશરે થઇ જાય છે. પાઇ પાઇસાનો કે આના બે આનાનો નિત્યનો કાંઇ બચાવ, ૧

રૂપિઆનું ચક્રવૃદ્ધિ વ્યાજ, અને ત્રીશ દીવસ એવડા ચણા ગણવા એ જો કે ન મનાય એવા હેરત પમાડનાર દાખલા છે, પણ તે શેખ-સલ્લીના વિચાર જેવું નથી; ગણુતરી કરનારને તે ખરૂં જણાય છે.

## ઘરેણાં (દાગીનામાં) પૈસા પાયમાલ ન કરવા.

૧૦૦૦ રૂપિયાનું સોનું રૂા. ૧૦ લેખે પાટનું ગદીયાણા ૧૦૦ ઘાટ ઘટાડવા આપીએ તે તેમાં વાલ ફેર કરે, કે જે ફેરફાર સાધારણ લોકોને તો કળવામાં આવતો નથી. તેથી રૂપીયા ૫૦ નું સોનું તે બદલે ત્રાંબુ, રૂપું, નાંખીને કાઢી લે, અને સો ગદીયાણાનું ઘડામણ ગદીયાણે અર્ધા લેખે રૂા. ૫૦ એ, એમ રૂા. ૧૦૦ નું નુકશાન થાય અને પાછું તે તેટલી કિંમતનું વટલાવેલ સોનું રૂપું જ્યારે વેચવા જઇએ ત્યારે ૧૦૦ રૂપિયા એ વખતે ઓછા ઉપજે. એમ ૨૦૦ રૂપિયાની ખાધ પહોંચે. એટલે રૂા. ૧૦૦૦ ના આપણા હાથમાં માત્ર રૂા. ૮૦૦ રહ્યા. વળી વ્યાજખાધ પડી એ તો જુદી, પરંતુ જો તેજ રૂા. ૧૦૦૦, માત્ર પાંચ આનાને વ્યાજે પચીશ વર્ષ રોકે તો તેની ૩૦૦૦ થી પણ વધારે રકમ થાય છે. ગરીબ લોકો સરકારી પોષ્ટ સેવિંગ બેન્કથી એ લાભ લઈ શકે. કંપની, કારખાના કે બેન્કોના શેર ખરીદવાથી પણ તેવુંને તેવુંજ ધનવર્ધિત થાય. "જેને ઘરેણાંનું સોણું, તેને નાણું થાય પોણું" "જેને મળે રામ, તેનું થાય કામ" "જેને સોળના અઢાર, તેનાં સાધન થાય દ્વાર" "જે જન મેળવી જાણે, તેજ જગતમાં માણે" "જે જન સાચવે નીતિ તેપર પ્રભૂની પ્રીતિ" "પોલા ઘરેણાનાં આંણાં, તેનાં પોણાં થાય નાણાં" "નક્કી ચોક્સી પક્કી" "ખોટા વિશ્વાસુ થાય તેને ઠગ ફોલી ખાય."

## નિત્યના ઉગારાની રકમની પાંચ ટકાના ચક્ર વ્યાજ સાથેની ગણત્રીનો કોઠો.

| નિત્યની રકમવડે | | | ૧૦ વર્ષે | | | ૩૦ વર્ષે | | | ૫૦ વર્ષે | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. |
| ૦ | ૨ | ૧ | ૬૨૮ | ૧૫ | ૦ | ૩૩૨૧ | ૧૫ | ૦ | ૧૦૪૬૭ | ૧ | ૪ |
| ૦ | ૪ | ૪ | ૧૨૫૭ | ૧૨ | ૦ | ૬૬૪૩ | ૧૪ | ૦ | ૨૦૯૩૪ | ૧૨ | ૮ |
| ૦ | ૮ | ૮ | ૨૫૧૫ | ૮ | ૦ | ૧૩૨૮૭ | ૧૨ | ૦ | ૪૧૮૬૯ | ૬ | ૪ |
| ૦ | ૧૩ | ૨ | ૩૭૭૩ | ૪ | ૮ | ૧૯૯૩૧ | ૧૦ | ૮ | ૬૨૮૦૪ | ૬ | ૮ |
| ૧ | ૧ | ૬ | ૫૦૩૧ | ૨ | ૮ | ૨૬૫૭૫ | ૮ | ૮ | ૬૩૭૩૯ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૧૦ | ૬૨૮૮ | ૧૫ | ૪ | ૩૩૨૧૯ | ૬ | ૮ | ૧૦૪૬૭૪ | ૦ | ૦ |
| ૨ | ૧૧ | ૧૦ | ૧૨૫૭૭ | ૧૪ | ૦ | ૬૬૪૩૮ | ૧૩ | ૪ | ૨૦૯૩૪૮ | ૦ | ૦ |
| ૫ | ૭ | ૮ | ૨૫૧૫૫ | ૧૨ | ૦ | ૧૩૨૮૭૭ | ૧૦ | ૮ | ૪૧૮૬૯૬ | ૦ | ૦ |
| ૧૧ | ૧૫ | ૪ | ૫૦૩૧૧ | ૮ | ૦ | ૨૬૫૭૫૫ | ૫ | ૪ | ૮૩૭૩૯૨ | ૦ | ૦ |
| ૧૩ | ૧૦ | ૨ | ૬૨૮૮૯ | ૬ | ૦ | ૩૩૨૧૯૪ | ૨ | ૮ | ૧૦૪૬૧૪૦ | ૦ | ૦ |

ઉપરની ગણત્રીથી આપણુંને માલમ પડે છે કે કોઇ સાધારણ કમાઉ કારીગર, વેપારી કે નોકરીયાત જો નીત્ય બે સવાબે આના નકામા ગુમાવી દે છે તે જો દરરોજ પાંચ ટકાની ચક્રતેરીબે પકેપણે મૂકે તો પચાસ વર્ષે વ્યાજના ઘોડાથી ૧૦૦૦૦ કરતાં પણ વધારે રકમ થાય છે. નીત્ય બે આના તો સાધારણ મજુર પણ બચાવી શકે. તેમજ નિત્ય જે સવા રૂપિયા કરતાં વધારે ખર્ચનારના ખર્ચની રકમ વ્યાજ સુદ્ધાં પચાસ વર્ષે ૧૦૦૦૦૦ કરતાં પણ વધારે થાય છે.

### નિર્ધન રહેવાનાં કે થવાનાં કારણ.

ગજા ઉપરવટ વૈભવ ભોગવવાથી, અથવા ગજા ઉપરવટ વ્યવહાર અને વરા કરવાથી,અથવા બહુ તિર્થાટન કરવાથી, અજ્ઞાનવડે

વેહેમમાં ખર્પાયાથી, અથવા જોઇતો બંદોબસ્ત ન રાખવાથી, અથવા આઠની ઉપજ ને બારનો વાપર કરવાથી, ગજા વીના રેચ લેવાથી, કે કેઇ જાતના વ્યસનથી કે દુર્ગુણથી, એમજ આળસથી અને ઉપરા ઉપર ફવરા આવવાથી, અથવા અનીતિવાળા સાથે પાનારો પાડવાથી, ઇત્વાદી કોઇ પણ હાનીકારી કારણ વડે પૈસા વિના ધંધો ન કરી શકાય એવું નિર્ધનીયું ટાઢુ દીવાળું આવે છે. વડીલો પણ એમજ ગરીબ થએલા હોય છે. સધન કે નિર્ધનપણાનો આધાર કેવળ નશીબ ઉપરજ ન માનીએ તો તેનાં કોઈ પણ કારણો માલમ પડે ખરા અને તેમ જાણતાં તે સબંધી સમજણ પણ જડે ખરી.

## દુર્ગુણવડે થતી પૈસાની પાયમાલી.

કોઈ દુર્ગુણથી નિત્ય બે આના ગુમાવે તો તેથી તે મહીને ૩૫ રૂ. ગૂમાવે, વર્ષે ૪૫ રૂ. અને ૫૦ વર્ષે તો મુળગી રૂ. ૩૦૦૦ ની અને તેનું ચક્રવ્યાજ લેખતાં રૂ. ૧૦૦૦૦ ગુમાવે છે, અને બે આના રજે તેમ બે કલાકનો વખત ગૂમાવે તો મહીને પાંચ દીવસ, વર્ષે બે માસ, અને પચાસ વર્ષની તેની રજુ જીંદગીમાં લગભગ ૩૦૦૦ દીવસનો વખત રદ જાય છે. અને આઠ આનાનો નિત્યનો રજુ ૧૫૦૦ દોઢ હજાર રૂપિયાની ખાધમાં પહોંચે છે અને બીજે હોય તો તેટલું સામાને નુકશાન થાય છે.

## આખી જીંદગીના ખરચનો મેળ.

આપણા દેશમાં મધ્યમ સ્થિતીમાં મનુષ્ય માટે તેની રજુ જીંદગી ૫૦ વર્ષની ગણીને, તેનો ખર્ચ મેળ તપાસીએ તો ઘણું કરી તેના બચાવનિભાવનું અમુલ્ય કામ કરી ઠરીને તેટલા અરસામાં તેના હાથમાંથી ૧૧૦૦૦ રૂપિયા આવી બચાવી બીજાનો બચાવ કરવામાં પાછા ચાલતી પકડે છે, પ્રત્યેકની તેટલી મુદતનો, બે માણસ ને બે ત્રણ નાના બાળકના ખર્ચનો અડસટો નીચે પ્રમાણે આવે છે. કેટલાક

ઘરમાં વધારે માણસ હોય, પણ તે મોટાં હોવાથી તેનો કમાઉમાં મેળ લખાય છે.

તેથી તેનું ખર્ચ વધુ તેમ એનાથી કમાઇ પણ તે ઘરને વધારે હોય છે. માટે તે સંબંધી પણ ઉપર નીચે કહ્યા પ્રમાણે સમજી લેવું જોઇએ. અનાજના ૧ વર્ષે ૫૦ રૂ. અને ૫૦ વર્ષે ૨૫૦૦ રૂ. થાય છે. સાક મસાલાના ૧ વર્ષે ૧૨ રૂ. અને ૫૦ વર્ષે ૬૦૦ રૂ. થાય છે. દુધ ઘી ને ગોળના ૧ વર્ષે ૫૦ રૂ. અને ૫૦ વર્ષે ૨૫૦૦ જોઇએ છીએ. દિવેલ બળતણના ૧ વર્ષે ૮ રૂ. અને ૫૦ વર્ષે ૪૦૦ થાય છે, કપડા ખરચના ૧ વર્ષે ૨૦ રૂ. અને ૫૦ વર્ષે ૧૦૦૦ જોઇએ છીએ. ઘરઘાસણીના ૧ વર્ષે ૯ રૂ. અને ૫૦ વર્ષે ૪૪૦ રૂ. થાય છે. મિજબાની ખર્ચના ૧ વર્ષે ૧૨ રૂ. અને ૫૦ વર્ષે ૬૦૦ જોઇએ છીએ. ધર્મકર્મ ખરચના ૧ વર્ષે ૧૨ રૂ. અને ૫૦ વર્ષે ૬૦૦ રૂ. થાય છે. બાળક કેળવણીના ૧ વર્ષે (?) રૂ. અને ૫૦ વર્ષે ૭૫૦ જોઇએ છીએ. બાહેર ગયા આવ્યાના ૧ વર્ષે ૬ અને ૫૦ વર્ષે ૩૦૦ રૂ. થાય છે. વૈદ્ય ફી અને ઓસડના ૧ વર્ષે ૫ અને ૫૦ વર્ષે ૩૦૦ જોઇએ છીએ. બાળકના ખાવા મેવાના ૧ વર્ષે (?) અને ૫૦ વર્ષે ૩૦૦ થાય છે. ધર્મદાન દયાના એક વર્ષે ૫ અને ૫૦ વર્ષે ૨૫૦ રૂ. જોઇએ છીએ. મોંઘવારી નુકસાનના ૧ વર્ષે ૩ અને ૫૦ વર્ષે ૧૫૦ રૂ. થાય છે. પરચુરણ કાંઇ ઘરખર્ચના ૧ વર્ષે ૪ અને ૫૦ વર્ષે ૨૦૦ જોઇએ છીએ. મુવેલાં પાછળનું ખર્ચ ૧ વર્ષે ૨ રૂ. પડે છે ને ૫૦ વર્ષે ૧૦૦ નો મેળ મળે છે.

એમ કુલ ઘર ખરચ ૧ વર્ષે ૨૨૦ અને ૫૦ વર્ષે ૧૧૦૦૦ નું જાણભેદુની જાણમાં અને અજાણની અજાણમાં બચાવ કરી જેમ એક પાસે આવ્યું તેમ બીજા પાસે પણ એને એ ભ્રમણ કર્યા કરે છે. એમ નિત્ય ખર્ચની, આઠ દશ આનાની સરેરાસ આવે છે, ને મહીને

સર્વ મળી ૧૮ ને આશરે આવે છે. તેથી જેઓ નિત્ય ૦ાા રૂપિયાના રજુ છે તે તો સાધારેણુ સ્થિતીમાંજ રહેવાના અને તેની અંદરના રજુ ગરીબમાં લેખાવાના અને રૂા. ૦ાા અને ઉપરના રજુ આગળ બતાવેલ ધન વૃદ્ધિના કોઠામાં બતાવ્યા પ્રમાણે હળવે હળવે પણ સાધન થવાના " ગજું જોઇ ચલવ વ્યવહાર, તેનો બને અખુટ ભંડાર."

## અકળ ખરચ વગેરેનું જ્ઞાન.

રાજ્ય વેરાનું ખરચ બારોબાર લેવાય છે; તેમ ધંધા ખરચ ધંધામાં ગણાય છે; તેથી તે ઉપજમાંથી બાદ કર્યા પછીજ ઉપરના ઘર ખરચની ગણત્રી કરેલી છે, એમ સમજવું. રાજ્યવેરા કર કેટલાક પ્રત્યક્ષ અને કેટલાક પરોક્ષ લેવામાં આવે છે. તે ' અર્થશાસ્ત્ર ' વાંચવાથી જાણવામાં આવશે. પૈસા કમાવાની ઇચ્છા રાખનારે 'અર્થશાસ્ત્ર' અને 'વેપારશાસ્ત્ર' અવશ્ય જાણવાની જરૂર છે. કોઇ પણ ધંધો કે વેપાર શિખવા તેના અનુભવ વાળા કાબેલ ધંધાદારી વેપારીની નીચે કાંઇ મુદત રહીને અનુભવ જ્ઞાન મેળવવું જોઇએ. અને પછી પોતે જાતે તેવા નફાવાળા ઉદ્યમ ધંધા કરવામાં લાગવું જોઇએ.

## ધન મેળવવાનાં ધોરી સિદ્ધાંત.

૧. ઘરાક એવાં મેળવવાં કે જે કાચો માલ લે ને પાકા દે ને બેવડો લાભ કરાવે. ૨. જેમ બને તેમ જલદી માલ વેચીને નફો લ્યો, સસ્તુ કરી ખપતી વધારો. ૩. હુશિયાર હોય પણ, લબાડ હોય તેવા સાથે ઘણું કરી કામ ન પાડવું. ૫ પૈસા રળવા માટે ઉદ્યમી, નીતિવાળું, સાવધ અને છાતિવડું રહેવાની જરૂર છે. ૫ જે કામ આદરવું તે માટે હાંસલ ખોટનો સર્વ વિચાર પ્રથમ કરવો. ૬. જે ધંધો એકલે હાથે થાય તે એકલે હાથે, ને જે ભાગદારવડે થાય તે તેમ કરવો. ૭ ધંધા સંબંધી જે જરૂર જેવું જાણવાનું હોય તેમાં તત્પર રહેવું. ૮ નામા ઠામામાં અને હિસાબ ગણત્રીમાં કદી પણ આળસ ન રાખવું. ૯ ધંધો પ્રસિદ્ધ પાડવા જાહેર પાટીયાં મારો અને માલપર સુંદર ન બર,

છાપ અને ટીકીટ ચોટાડો. ૧૦ ચાલતા અને બંધ કામમાં સર્વ જોઈતી સાંભળ રાખો ને અદલ વર્તો. ૧૧. જે દેશના ધંધાદારી, દલાલ, ફેરીયા, આડતીયા, ચોકસી ને વેપારી વિગેરે ગડબડીઆ છે છે તે સર્વોંબે વધુ ન કમાય. ૧૨. કપટથી છેટે રહો, ધંધાનો વિશ્વાસ બેસાડો, ધંધાની 'સાચવટ' ન તજો. ૧૩. તમારા ધંધાની કામની માલની ને નંબર વગેરેની ગોઠવણી બરાબર રાખો કે જેથી વખત વ્રથા ન જાય. ૧૪. તમારા ધંધામાં જોઇતા સંચા, ઓજાર, હથીઆર, ભરતર, ગણતર, તોલ, માપ વગેરે બરાબર રાખો. ૧૫ નિત્ય નીતિ જાળવી પ્રભૂ પ્રાર્થના કરવાનું ન ચૂકો. કેમકે "યથાથ માનવી યત્ન અને પ્રભુ કૃપાજ સત્ય ફળદાતા છે."

## સ્વતંત્રતા અને કેળવણીથી ધન હાંસીલ.

કેળવણી એટલે શું ? શું કેળવણી એટલે ચોપડીઓ ભણવી એજ ? ના એમ નથી પણ કેળવણી એટલે તો બુદ્ધિબળ, કળા કૌશલ્ય અને જ્ઞાનથી દરેક સ્વતંત્ર ધંધો કરી વેહેવાર રીતસર અને નીતિસર ચલાવી પોતે પૈસા પેદા કરી આબરૂદાર થવું અને દેશોન્નતિની વૃદ્ધિ થવાના કામમાં મહેનત લઇ ભાગ લેવો. આજ તો ઇંગ્રેજી ૩—૪ ધોરણ ભણ્યા કે એ ભાઇ તો સુધરેલા છે, તેમને અમુક નહી ગમે વગેરે કહી કેળવણીનું સાર્થક માને છે પણ ખરી કેળવણી તો એજ કે પોતાના ધંધામાં પાંચ પચાસ મનુષ્યો સ્વતંત્ર અને પ્રમાણીકપણે નભાવી આબરૂથી પૈસા મેળવવા. જો કે સારી ઉંચી કેળવણી લીધી હોય અને મહોટા દરજ્જા—મુનશફ માજીસ્ત્રેટ કે જજ્જ વગેરેના હુદ્દા પ્રાપ્ત કર્યા હોય તો સારી વાત, પરંતુ તેના કરતાં સ્વતંત્ર ધંધો બહુજ ઉત્તમ છે, પણ આ તો ગમે તેવા દરજ્જાની નોકરી હોય પણ તે તાબેદારી તો છેજ, અને સ્વતંત્રતા ખોએલીજ ગણાય માટે હમેશાં સ્વતંત્ર ધંધો મેળવવા પ્રયત્ન કરવું. આજકાલ સ્વતંત્ર ધંધા-

થી કમાવાના અસંખ્ય સાધનોમાં વકીલાત, ડાકટરી એ બે ધંધાથી સર્વોપરી ધન મેળવાય છે.

## પૈસાનું સાર્થક.

આપણે પૈસા કમાવાનું તેમજ તેને સંગ્રહ કરવાનું શું કામ છે? આ સવાલ પણ વિચારવા જેવો છે. ઘણાં આ હારદ જાણતાં ન હોવાથી પૈસાને માટે તૃપ્ત ન થતાં તે જેમ મળતા જાય છે તેમ તેઓ અધીક તૃશ્ણાતુર થતા જાય છે, તેને માટે છેવટ એટલા આતુર થાય છે કે તે માટે તેઓ પાપી થઇ ઘણાં કાળાં કરમ કરે છે. ખરી નેકીએ પૈસા મેળવવા એ સર્વનો હક છે, અનીતિએ પૈસા મેળવવા એ કોઇનો હક નથી. કેટલાંક સુખ કાંઇ પૈસાથીજ મળતાં નથી; તે યોગ્ય આચરણ વડેજ મળે છે. પૈસા મેળવવાના ત્રણ ઉદ્દેશ છે. પૈસા કમાઇને પહેલું પોતાના ધંધાનું ને પોતાનું પૂરૂં કરવું; બીજું પોતાને પાનારે પડેલાંનું ભરણ પોષણ કરવું; અને ત્રીજું તેથી પરોપકાર થઇ શકે છે. દેશ હિતકારી અને જન હિતકારી, પરોપકાર કરવાના ઘણા રસ્તા છે. પણ જે પરોપકાર વડે, દેશમાં દરિદ્રિ અને નિરૂદ્યમી વધે તેવો પરોપકાર કરવાનો, માનવી હિત ન્યાય વડે જોતાં કોઇને હક્ક નથી. દરેક મનુષ્યને સ્વતંત્રતા સવળે રસ્તે વાપરવાનો હક છે; પણ અવળે રસ્તે વાપરવાનો બીલકૂલ હક નથી. તે તે માટે મિલની 'પોલીટીકલ ઇકોનોમી' ( અર્થશાસ્ત્ર ), તથા હરબર્ટ સ્પેનસરનું 'જસ-ટીસ, ( નીતિમીમાંસા ) સર્વેને વાંચવાની અગત્ય છે. સર્વેએ સદાય યત્ન તો કરવા, અને યત્ન કર્યે સવળે જોગે પૈસાનો નફો મળે તોય ભલે, અને ક્યારેક અવળો જોગ ભેટે ને ન મળે તોય ભલે. એવી નીતિમય ધર્મશાંતિ રાખવી. ઇશ્વરે હાથ ને પેટ દિધેલ છે તો તે યત્ન કર્યે રોટલો દેશેજ. યત્નવડે અને પૈસાવડે સારાં કામ કરવાનો સર્વેને હક છે, પણ નઠારાં કામ કરવાનો હક નથી.

સમાપ્ત.